# કેશવકાન્ત હેર ઑઇલ.

## [illegible] ગ્યાસતેલથી નિરાળું.)

KESHAVKANT HAIR OIL.

The Keshav Perfumery Works
BOMBAY

બજારમાંના બીજાં તેલો કરતાં સર્વથી વધુ સુગંધીદાર અને સસ્તું ગ્વાલીઅરના પ્રદર્શનમાંથી સર્ટીફીકેટ અને મૈસુરના પ્રદર્શન તરફથી બ્રાન્ઝ મેડલ મળ્યાં છે:—

## "કેશવકાન્ત"

સર્વ લોકોના ઉપયોગ માટે ફક્ત સ્વચ્છ વનસ્પતીનાં તેલો અને સુગંધીદાર ફુલોમાંથી બનાવવામાં આવ્યું છે. તે ખરી પડતા વાળને અટકાવી કાળા અને સુંવાળા બનાવી ઉગવામાં મદદ રૂપ થઇ પડે છે. ઉપરાંત **"કેશવકાન્ત"** બજારમાં સસ્તામાં સસ્તું તેલ હોઇ ગરીબ અને પૈસાદાર બેઉને એક સરખી રીતે સવડ પડતું છે.

## રૂ. ૧૦૦૦ નું ઇનામ

કેશવકાન્તમાં વ્હાઇટ ઑઇલ (જે વાળને નુકશાનકારક છે તે) વપરાય છે એવું શાબીત કરી આપનારને આપવામાં આવશે. ખાત્રી માટે અજમાવી જોવા વિનંતિ છે.

કિંમત બાટલી ૧ ના પેકીંગ તથા વી. પી. સહીત ફક્ત આના ૧૫.

**કેશવ પરફ્યુમરી વર્કસ,**
૧૪૭ અબદુલ રહેમાન સ્ટ્રીટ **મુંબઇ નં ૩.**

તા. ક.-**કેશવકાન્ત**ના દરેક પેકેટમાં **ઇનામી ટીકીટો** બીડવામાં આવે છે.

श्रीगणेशायनमः

ॐ तत्सत्परमात्मनेनमः

# "સત્યાગ્રહી વીરનર મહાત્મા ગાંધી."



निन्दन्तुनीतिनिपुणा, यदिवास्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतुवा यथेष्टम्
अद्यैव वा मरणमस्तु युगान्तरेवा
न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः

भर्तृहरि

નિતીની અંદર પારાંગત થયેલા માણસો પણ ચાહે નિંદા કરો, અથવા વખાણ કરો. લક્ષ્મી આવો અથવા જાઓ. મરણ અત્યારે થાઓ અથવા યુગોના યુગો સુધી જીવતા રહો, તેમાંનું ગમે તે થાઓ છતાં પણ ધૈર્યવાન પુરૂષો ન્યાયથી એક ડગલું પણ હઠતા નથી.

"જન્મ ધરી નિજ દેશમાં, જો દેશનું હિત ના કર્યું;
"ધિક્કાર તેના જીવનને, એ જીવનથી શ્રેય શું સર્યું?

**" માતૃભુમીના હીત ખાતર, અગાડ રહી સેવા કરે "**
**" ધન્ય જીવન તેહનું જે, દેશ દાઝ ઉરે ધરે. "**
**" મોહન કહેઓ બંધુ મારા, વાત મારી માનજો; "**
**" તન, મન, ધન, ખરચી સદા માતૃહીંદ ભુમી દીપાવજો "**

## जननिजन्म भूमिश्च स्वर्गादपि गरीयसी

જન્મ આપનાર માતા કરતા પણ જન્મભુમિ વધારે પ્રિય ગણાય છે.

ક્રીમીનલ પ્રોસીજરની ૧૪૪ કલમ પ્રમાણે મને થયેલા હુકમનો મેં અનાદાર શા માટે કર્યો? મેં મારા ઉપર જોખમદારી શા માટે લીધી? રૈયતને મદદ કરવા ખાતર તેમના આમંત્રણથી હું અહીં આવેલો છું. હવે કેવા પ્રકારની મદદ કરવી તે માહીતી મેળવવા માટે મારે અહીં અનુભવ લેવોજ જોઇએ. અહીં આવી શાંતતાનો ભંગ કરવા મારો બીલકુલ ઇરાદો નથી, એ વાત હું માનું છું, પણ સ્થાનીક અધિકારી વર્ગ આ બાબત માનતા નથી. તેનું કારણ પણ હું સમજું છું, દરેક નાગરીકે કાયદાને માન આપવુંજ જોઇએ; તેમજ દરેક નાગરીકોની માફક મને થએલા હુકમ પ્રમાણે મારે પણ વર્તન રાખવું જોઇએ. છતાં બીજી બાજુ તરફ નજર નાખતાં અહીં આવી મારે કર્તવ્ય બુદ્ધિથી જે ફરજ બજાવવી જોઇએ તેનો ઘાત કરવો એ પણ મને ઠીક જણાતું નથી. ત્યારે હવે મારા માટે છેલ્લો રસ્તો એજ છે કે હુકમનો અનાદાર કરવાથી મને જે શિક્ષા થાય તે બીન તકરારે

મારે સહન કરવી જોઇએ. વાંચક! ઉપરના વાકયો કોઇ મહાન વ્યક્તિ સિવાય બોલી શકાતા નથી. આવા સત્ય પ્રેમાળ વાકયો કહાડનાર વીર રત્નો વિશ્વમાં કવચીતજ જોવામાં આવે છે. આવું બોલનારમાં અસાધારણ ધીરજ દૈવી મહાન્ શકિત, તથા પ્રબળ આત્મબળનો અખુટ ભંડાર તેના હૃદયમાં ભરપુર હોવો જોઇએ. આ વ્યક્તિ કોઈ નહિ પણ હીંદમાં અત્યારે સત્યાગ્રહીની વિજય-ધ્વજા ફરકાવનાર સ્વદેશીનો ચુસ્ત હીમાયતી બારીસ્ટર ફકીર મહાત્મા **મોહનદાસ કરમચંદ ગાંધી** સિવાય બીજું કોણ હોય શકે? આ મહાન્ પુરૂષનું જીવન દરેક હિંદી બંધુએ મનન કરવા યુકત છે. લોક માન્ય તિલક કહે છે કે " મહાત્મા ગાંધીનું ચરિત્ર " બોધનીય થવાનું કારણુ શું ? તે જાણવા માટે આપણે દીર્ઘ દૃષ્ટિ વાપરવાની જરૂર નથી. ગાંધી બારીસ્ટર થયા છે, તેજ પ્રમાણે હજારો હીંદી બંધુઓ બારીસ્ટર છે. તેમના વડવાઓ દીવાનપદપર હતા, એમ ઘણા મનુષ્યોના વડીલો દીવાનપદ ભોગવી ગયા છે. જેમ તેમનો સ્વભાવ શાન્ત, તથા તેમની રહેણી કહેણી સાદી છે તેમ ઘણાની જોઇએ છીએ. એમાં નવાઇ નથી. તે સિવાય વિદ્વતાઇમાં સાયન્સમાં રાજદ્વારી ચળવળમાં, વિગેરે દરેક બાબતમાં ગાંધી કરતા ચડીયાતા મહાન પુરૂષો હશે, છતાં પણ ચારિત્રના મુકાબલે મહાત્મા ગાંધીની જોડી મળવી દુર્લભ છે.

મહાત્મા ગાંધીજીનો જન્મ ઇ. સ. ૧૮૬૯ ના અકટોમ્બરની બીજી તારીખે પોરબંદરમાં વણીક કુટુંબમાં થયો છે. તેમના વડીલો પોરબંદર તથા રાજકોટ સ્ટેટના દીવાનપદપર હતા.

ગાંધીજીના માતુશ્રી જુના ધાર્મિક મતના હતા. મહાત્માના લગ્ન બાર વર્ષના ઉમરે પોરબંદરમાં થયા છે, તેમની સ્ત્રીનું નામ કસ્તુરબાઇ છે. દરદીઓની માવજત કરવામાં તથા આફ્રીકામાં સત્યાગ્રહી લડત વખતે આ સાધ્વી સ્ત્રી ગાંધીને પડખે ઉભા રહી પતિપરાયણતાનો હીંદને અમુલ્ય પાઠ પઢાવ્યો છે. મહાત્મા ગાંધીજીનો વિદ્યાભ્યાસ પ્રથમ પોરબંદરમાં શરૂ થયો, અને ત્યાર પછી તેમના વડીલોને રાજકોટ સ્ટેટની દીવાનગીરી મળવાથી ગાંધીજીએ રાજકોટમાં વિદ્યાભ્યાસ કર્યો. એક મિત્રના આગ્રહથી તેઓ બારીસ્ટર થવા વિલાયત ગયા. જુના જમાનાના તેમના ધાર્મિક માતૃશ્રીએ આ વાત અમાન્ય રાખી, પણ પછી સબંધીઓના સમજાવ્યાથી, માંસ, મદીરા, તથા પરસ્ત્રી, આ ત્રણ બાબતથી અલગ રહેવાની ગાંધીપાસે પ્રતીજ્ઞા લેવરાવી શુભ આશીષથી વિલાયત જવાની રજા આપી ત્રણ વર્ષ ઈંગ્લંડમાં રહી બારીસ્ટરની પરીક્ષા પસાર કરી હિંદ પાછા આવ્યા, અને મુંબઇમાં બારીસ્ટરનો ધંધો શરૂ કર્યો. દૈવી સંયોગે તેમને એક મુકરદમા માટે આફ્રીકા જવાનું થયું. ડરબન પહોંચ્યા પછી ત્યાંની સ્થિતિનું તેમને પ્રથમજ ભાન થયું. વિલાયતના સ્વતંત્ર વાતાવરણમાં રહેલા અને બારીસ્ટર જેવો ઉચ્ચ દરજ્જો ધરાવનારા ગાંધીજીને અહીં હીંદી બંધુઓની ગુલામ સરખી સ્થીતી જોવામાં આવી.

આવતાની સાથેજ તેમણે એડવોકેટ થવાની અરજ કરી, જે સ્વીકારવામાં આવી. બાદ તેઓશ્રી સનંદ લેવા જ્યારે પ્રિટોરીયા ગયા, ત્યારે તેમને અહીં જુદોજ અનુભવ

થયો. તેમની પાસે ફર્સ્ટ કલાસની ટીકીટ હતી, છતાં તેમાં બેસવા ન દીધા. મહાત્માએ આ બાબત માટે વાંધો ઉઠાવ્યો, ત્યારે ગાર્ડે તેમનો સામન બહાર ફેંકી દીધો; અંતે આખી રાત્રી તેમને વેટીંગરૂમમાં ગાળવી પડી. બીજે દિવસે ટ્રાન્સવાલમાં તે જ્યારે ગાડીમાં બેસી જતાં હતા, ત્યારે એક ડચ સાહેબ ગાડીમાં બેઠા, અને ગાંધીજીને ત્યાંથી ઉઠી જગા આપવા કહ્યું. મહાત્માએ ન માન્યું, પરીણામે આ સાહેબે બે મુકી મારી ગાંધીજીનું અપમાન કર્યું, અને ગાંધીજીને ઉઠાડી પોતે બેઠા. હોટલમાં ગયા, ત્યાં પણ તેમને ઉતરવાની સોય મળી નહિ. એકંદર રીતે જોતાં આફ્રિકામાં "યુનીયન સરકારના કાયદા" કાળા તથા ગોરા લોકો વચ્ચે હજારો માઇલનું અંતર ધરાવનારા હતા. કોઇ પણ હીંદી બારીસ્ટર આવા અપમાનકારક સ્થળમાં એક ઘડીભર પણ રહેવું પસંદ કરે નહિ, પણ આપણા ચરિત્ર નાયક તેનાથી ન ડરતાં ત્યાં રહ્યા, અને હીંદી બંધુઓના દરેક વિકટ પ્રસંગપર યોગ્ય સલાહ દેવા લાગ્યા. સને ૧૮૯૪ મા "નાતાલ ઇંડીયન કૉન્ગ્રેસ" નામની સંસ્થા સ્થાપી. ઘણાં વર્ષ થયા ગુલામગીરીના બંધનમાં ઝકડાયેલા દરેક હિંદી બંધુને મહાત્માના વસવાટથી નવું જીવન આવ્યું. મહાત્માની દરેક વાતમાં તેઓ રસ લેવા લાગ્યા. એક જોરથી, એક વિચારથી, ઇશ્વરને વચમાં રાખી મહાત્મા ગાંધીના સત્યાગ્રહી નિયમને તેઓ વળગવા લાગ્યા. મહાત્માના જીવને દક્ષિણ આફ્રિકામાં હીંદી બંધુઓમાં કેવું જીવન બક્ષ્યું છે, તે જણાવવાની આ સ્થળે આ નાની બુકમાં આવશ્યકતા નથી.

વિશ્વમાં કંઇક મનુષ્યો જન્મે છે, કંઇક મરે છે, પણ જેના જીવને જગતપર દેશસેવાનો કંઇ પણ પ્રકાશ પાડયો નથી, તેનું જીવન શા કામનું છે? અહાર, નિદ્રા, ભય અને મૈથુન કરવાની જીજ્ઞાસા તો પ્રાણી માત્રને સરખીજ છે. ફકત મનુષ્ય દેહમાં પરમાત્માએ તર્ક શકતી વધારે મુકેલી છે, જેથી તે સારાસારનો વિચાર કરે છે. જે વ્યકતીમાં આ શકતીનો પ્રકાશ નથી, તેનું જીવન કાગળના પુષ્પ બરાબર છે! જળવીણ નદી બરાબર છે! અર્થાત્ ચોપગા પશુમાં અને તેનામાં કંઇ તફાવતજ નથી માટેજ આપણામાં કહેવત છે કે:-

**"જનુની જણ તો ભક્તજણ, કાં દાતા કાં શુર,**
**નહિ તો રહે જે વાંઝણી મત ગુમાવીશ નુર."**

એક નામાંકીત ઉર્દુ શાયર લખે છે કે:—

**જીના હે ઉસીકા ભલા, જો દુનીયાકે લીયે જીયે,**
**મરના હે ઉસીકા ભલા, જો અપને લીયે જીયે.**

આવા પ્રશ્નના સિધ્ધાંત અનુસાર મહાત્મા ગાંધીનું જીવન હીંદ માટે આદર્શ ભાવના રૂપ છે. તેઓશ્રીનો સાદો પોષાક એક હીંદી ગૃહસ્થને છાજતો છે. તેમના સાદાપણામાં સ્વદેશીનું જોર છે. ભાષણમાં તેઓ માતૃભાષા અથવા રાસ્ટ્રીયભાષામાં (હીંદી) વાપરે છે. તેમનો પોષાક કાઠીયાવાડી છે. પત્રવ્યવહારમાં અંગ્રેજી તારીખ ન લખતાં હીંદી તીથી વાર લખે છે, તેમના પહેરવેશમાં જાડું ધોતીયું પહેરણ તથા ટોપી છે, તે ટોપી પણ આશ્રમમાંજ બનાવેલી છે. જ્યારે ધુઓ ત્યારે ધોઇ શકાય છે. વિશેષ પ્રસંગે તેઓશ્રી કાઠીયાવાડી પોષાકમાંજ દેખાય છે. તેઓશ્રીએ ફરનીચરની કડાકુટ

કાઢી નાંખી છે, તેમજ ગાદી તકીયાંને પણ તીલાંજલી આપી છે. પ્રિયવાંચક! ખાધાખોરાકીમાં અત્યારે ગાંધીની જોડ બીજી મેળવવી મુશ્કેલ છે. તેઓ સ્વયંપાક હાથેજ કરે છે, અથવા વખતે કરાવે છે. રસોઇમાં તે બહુજ પ્રવીણ છે. મીઠું, મરચું તથા મસાલાનો તેઓશ્રી ઉપયોગ કરતાજ નથી. દુધ માત્ર બકરીનુંજ ગ્રહણ કરે છે ફક્ત પાંચજ પદાર્થો શેકીને અથવા પલાળીને ખાય છે કહો બંધુઓ! ખાધા ખોરાકીમાં ગાંધીની જોડ બીજી અત્યારે મળશે ખરીકે?

તેઓશ્રીનું કહેણ એવું છે કે, **આહાર** તદન સાદો કરો, મસાલો

તથા બીજા ઉત્તેજક પદાર્થનો ત્યાગ કરો. ચાહા, કૉફી, સોડા તથા લીંબુ એટલી ચીજોથી બ્રહ્મચર્યના ભલા માટે અલગ રહો. ચોખ્ખી હવામાં રહો! કસરત કરો! બ્રહ્મચર્ય પાળો! આ તેમના પ્રેમાળ વચનો દરેક ભારતવાસી બંધુએ મનન કરવા યુક્ત છે. સત્ય તથા અહિંસા એજ તેમના જીવનનો પાયો છે. સત્ય હોય તેજ તેઓ કહે છે. પછી ભલે તેમાં અડચણો પડે, નુકસાન થાય મતલબ ન સરે, છતાં સત્યથી એક ડગ પણ હઠતા નથી. દીલ્લીમાં યુદ્ધ પરીષદ વખતે વૉઇસરાય સાહેબે મહાત્માને ત્યાં બોલાવ્યા, ગાંધીજી ત્યાં ગયા, હીંદી દેશ ભકતોને પરીષદમાં ન જોવાથી મહાત્માએ વૉઇસરાય સાહેબને ત્યાંજ જણાવ્યું કે જે સભામાં તીલક, બીઝેંટ, મહમદઅલી, શૌકતઅલી વિગેરે કોઇ બંધુ નથી, ત્યાં હુ કેવી રીતે બેસી શકું? બીજે દિવસે વૉઇસરાયની તથા તેમની મુલાકાત થઇ, અને કદી ન બનેલું ન બોલાએલું પ્રથમજ વૉઇસરાયની સભામાં હીંદીમાં ભાષણ કર્યું. મહાત્મા ગાંધીની ભાષા તદન સાદી તથા

મનુષ્ય માત્રને આનંદ આપનારી છે. તેઓશ્રીના દરેક વાક્યમાં ગંભીર આશય રહેલો છે. આપણે જાણીયે કે તેઓશ્રી સહજ બોલી ગયા છે, પણ ઘણા વર્ષોના અનુભવ સિદ્ધ સત્ય પ્રેમાળ શબ્દોની હાર માળા તેમના ભાષણમાં સહેજે જણાઇ આવે છે. ખરેખર તેઓશ્રી મહાત્મા છે. હિંદને હાલ આવાજ મહાત્માની જરૂર છે. જનરલ સ્મટસ સરખાને સત્યાગ્રહથી માંત કરનાર, ખેડા પ્રકરણમાં સત્યાગ્રહની વિજય વરમાળ ફરકાવનાર ગાંધીજી કોઇ મહાન વ્યકતી હશે? એમ સહેજે દરેક મનુષ્યના હૃદયમાં વિચાર ઉદ્દભવતા હશે, પણ જ્યારે તેમની મુલાકાત થાય ત્યારે અંગ ઉપર ફકત સાદું પહેરણ કાઠીયાવાડી પાઘડી, આગળના બે ચાર દાંત પડેલા, શરીરે તવાઇ ગયેલા જોઇ કોઇપણ વ્યકતી આશ્ચર્ય થયા સિવાય રહેશે નહિ. અપટુડેટ સીસ્ટમમાં ઉતરેલા અને દીન પ્રતીદીન હજુપણ ઘેરાઇ જતાં મુંબઇ નગરીના યુવકોએ મહાત્મા ગાંધીજી પાસેથી કેટલું બધું શીખવાનું છે?

ગાંધીજીને અસત્ય ઉપર બહુજ ચીડછે, તે એટલે સુધી કે સત્ય માટે જીવ આપવા પણ અચકતા નથી. દરેક કાર્યમાં સત્યનોજ તે અંગીકાર કરે છે. મોટા મોટા સરકારી અમલદારો પણ તેમના પર શ્રદ્ધા ધરાવે છે. જે વખતે પોતે વકીલાત કરતા હતા તે વખતે જો પોતાનો અસીલ જુઠો જણાય તો તુરતજ કોર્ટમાંથી બહાર ચાલ્યા જતા, અને તેના લીધેલા પૈસા તેને જલ્દી પાછા સોંપી દેતા, દેશ દાઝનો તેમના હૃદયમાં સતત્ ધોધ વહ્યો જાય છે, તે એટલે સુધી કે તે માટે ઘર, દારા, કે પુત્રને પણ તરછોડી દેછે. જણાશે કે તેમનો પુત્ર બહુજ સીક હતો માટે ઘેર આવ-

વાની તેમને સુચના થઇ ગાંધીજીએ આ વખતે જણાવ્યું કે છોકરાની રક્ષા પરમાત્મા કરશે, પણ મારાથી હાલ દેશસેવાનું કામ છોડી અવાશે નહિ "માતૃશ્રી કસ્તુરબાઇના બહુજ સીકનો માહાત્માને તાર મળ્યો, આ વખતે ગાંધીજી કોર્ટનાં કેસમાં સંડોવાયેલા હતા " માજીસ્ટ્રેટે તેમને જણાવ્યું કે દંડ ભરીને ખુશીથી ઘેર જવો, પણ દંડ ભરવાની તો મહાત્મા વિરૂદ્ધ હતા, ધન્ય છે આ ફક્કર બારીસ્ટરને કે કેદમાં ગયા, પણ ઘેરથી આવેલા તારને વજન આપ્યું નહિ.

"જન સેવા તેજ પ્રભુ સેવા" એવો મહાત્માનો મુદ્રાલેખ છે. તેઓશ્રી કહે છે કે સંસારમાં જનમવું, એ પાપ છે; પણ આવ્યા છીયે, તો કર્તવ્ય બુદ્ધિથી કાર્ય બજાવવું જોઇએ, અને જીવન નૌકાને મોક્ષના માર્ગપર લઇ જવી જોઇએ આત્માનેજ ઓળખવો, આત્મા એજ પરમાત્મા છે અને તેની પાસેજ પાછું જવાનું છે એ ગાંધીની દ્રઢભાવના છે. ખરેખર તેમનામાં અપરિમીત આત્મબળ રહેલું છે. સાંપ્રત સમયમાં આવા પ્રબળ આત્મબળ ધરાવનાર મનુષ્યોની હિંદને જરૂર છે. દક્ષીણ આફ્રીકામાં માતુશ્રી કસ્તુરબાઇ બહુજ સીક હતાં આ વખતે મહાત્મા તથા તેમનો પુત્ર બંને તુરંગમાં હતા, છતાં, આવા વિકટ પ્રસંગપર પોતાના બીજા બંને છોકરાંઓને તુરંગમાં જવાની સલાહ આપી. તેમને ચાર પુત્ર છે, મોટો પુત્ર કલકત્તામાં રહેછે. બે પુત્રો આફ્રીકામાં ઈંડીયન ઓપીનીયન ચલાવે છે. અને સૌથી નાનો પુત્ર મહાત્મા સાથેજ રહેછે. મહાન્ પુરૂષોના જીવન ચરિત્રોમાંથી ઘણું જાણવાનું મળી શકે છે. તેમના જીવનના આશયો દરેક કાર્યમાં ગંભીર હોય છે. સાધારણ મનુષ્યો આ વાત જાણી શકતા નથી.

મહાત્મા ગાંધીજી જેવું બોલે છે, તેવુંજ વર્તન રાખેછે, જેવું વર્તન રાખે છે, તેજ પ્રમાણે બીજાને વર્તવાનો ઉપદેશ કરે છે. સાધારણ રીતે કહીયે તો સાચા માણસ પાસે પાપી માણસ ટકી શકતો નથી. કારણ કે સત્ય ત્યાંજ છે. સત્યને આંચ નથી. સાધારણ બાબતમાં પણ કોઇ વિદ્યાર્થી તેમનો ગુન્હો કરે તો તે ગુન્હાની શિક્ષા તેને ન કરતા પોતે ભોગવે છે, અને પોતાની ચિત્તશુદ્ધી માટે ઉપસાસ કરે છે. એવા ઘણા ઉપવાસ મહાત્માએ કર્યા છે. એક વિદ્યાર્થીએ ભુલ કીધી ( જાણીબુઝીને ) મહાત્માને આ માટે બહુજ લાગી આવ્યું જેથી ચૌદ દિવસ સુધી ઉપવાસ કરવાની ઘોર પ્રતીજ્ઞા લીધી આ વખતે માતૃશ્રી કસ્તુરબાઇ બહુજ સીક હતા. મહાત્માની પ્રતીજ્ઞા જોઇ આશ્રમના માણસોને બહુજ દુઃખ લાગતાં કહ્યું કે " બાપુ ! પછી ઉપવાસ કરો તો નહિ ચાલે એમ નમ્રતાથી સૌએ ગાંધીજીને જણાવ્યું. ગાંધીજીએ હસ્તે મુખે પુછ્યું તેમ કરવાનું કંઇ કારણ? " આપની તબીયત તદન અશકત છે, " વળી અમારા માતૃશ્રી બહુ સીક છે " તેથી શું ? મારેમારો બોલ નીભાવવો જોઇએ. વળી કાલની કોને ખબર છે? " પ્રતીજ્ઞાપૂર્ણ થયા પહેલાં મૃત્યુ થાય તો તે મૃત્યુ પણ અધોગતીપર લઇ જનારછે. હું જાણું છું કે મારી આ પ્રતીજ્ઞા સાંભળી તેમને પારાવાર દુઃખ થશે. વળી તેમની સ્થીતી પણ બહુ ભયંકરછે જેથી મૃત્યુ થાય તોપણ શું ? મારે મારો ધર્મ બજાવવો જોઇએ. તેનો અંત આવશે, એવો મોહ મને શા માટે જોઇએ ? પરમાત્મા એ ધાર્યું હશે તેમ થશે, પણ હું મારી પ્રતીજ્ઞાપુર્ણ કર્યાસિવાય રહેનાર નથી વાંચક ! આવા ધર્મ સંકટમાં પણ મહાત્માએ લાગલાગટ ચૌદ દિવસ ઉપવાસ કર્યા ! આપણે મહાભારતમાં ભીષ્મપીતામહનું

નામ સાંભળી તેમની પ્રતીજ્ઞા યાદ કરીએ છીયે. તેવીજ રીતે કળીકાળમાં મહાત્મા ગાંધીજીની ભીષ્મપ્રતીજ્ઞા જોઈ ભારતવાસી બંધુઓ આશ્ચર્ય ચકીત થયા વિના રહેશે નહિ. બોલવું સહેલ છે, કરવું મુશ્કેલ છે! આર્યવતની પ્રાચીન જાહોજલાલી સભ્યતા ઉપરજ હતી. અખીલ વિશ્વનો ધાર્મિક શિક્ષક હિંદુસ્તાનજ હતો. એવા સભ્યતાના મહાન વિશાળ મનોહર દૃષ્ટાંતો ધાર્મિક પુસ્તકોમાં જોવાથી ખાત્રી થશે દમયંતીને જંગલેજંગલ ભટકવામાં, સીતાજીને બારવર્ષ વનવાસ ગાળવામાં, સાવિત્રીને પોતાના ભાવી પતિ સત્યવાનનેજ વરવામાં, મીરાંબાઇને ઝેરનો પ્યાલો પીવરાવવામાં, પ્રલ્હાદને ઉંચ્ચા ડુંગરોની ટોચપરથી ફેંકી દેવામાં, હરીશ્ચંદ્રને નીચ ઘેરે વેચવામાં આવાં અનેક મહાન પુરૂષોમાં એ અદ્રતય આત્મબળ તેં તારો કેવો પ્રભાવ બેસાડયો છે? ખરૂં છે કે જેનામાં આત્મબળ નથી ત્યાં સત્ય નથી, જ્યાં સત્ય નથી, ત્યાં નીતિ નથી જ્યા નીતિ નથી ત્યાં સદાચાર નથી, જ્યાં સદાચાર નથી, ત્યાં ધર્મ નથી, જ્યાં ધર્મ નથી, ત્યાં બરકત લાભ નથી, અને જ્યાં લાભ નથી ત્યાં સુખી થવાની આશા કયાંથી રખાય? " મહાત્મા ગાંધીજીના આત્મબળે હિંદ દેશને અપૂર્વ સભ્યતાનો મહાનમંત્ર પઢાવ્યો છે આ મંત્ર અજીત છતાં બેધારી તલવાર જેવો છે.

સત્યાગ્રહ એ આત્માનું બળ છે. શસ્ત્રબળથી તે વીરૂદ્ધ છે. સત્યાગ્રહ એ ધાર્મિક સાધન છે, માટે ધાર્મિક મનુષ્યજ તેનો ઉપયોગ કરી શકે છે. પ્રલ્હાદ તથા મીરાંબાઇ એ બંને સત્યાગ્રહી હતા. મોરક્કોની લડાઇમાં આરબ લોકો ઉપર ફ્રેંચ તોપચીએ મારો શરૂ કર્યો આરબ લોક પોતાની સમજુતી પ્રમાણે ધર્મ માટે લડતા

હતા. તે ધર્મ માટે અલ્લાહની ગર્જના કરી મરવા તૈયાર થયાં પણ ફ્રેંચ સૈનીકોએ હર્ષનાદ કરી હવામાં ટોપીઓ ઉડાડી, આરબને બંધુ તુલ્ય ભેટીપડયા. સત્યાગ્રહ **વિજયનું આ પ્રથમ ઉદાહરણ બસછે.** "સત્યાગ્રહી દ્વેષ કરતોજ નથી. તે ક્રોધથી મરણને વશ થતો નથી. સત્યાગ્રહી મનુષ્યમાં વીરપણું, ક્ષમા તથા દયા હોવીજ જોઇએ.

ઇમામ હુસેને તથા તેમના પુત્રે મરણ સ્વીકાર્યું, પણ અધર્મને વશ થયા નહિં. હરિશ્ચંદ્ર નીચ ઘેર વેચાયો પણ સત્યથી જરાપણ ડગ્યો નહિ. "સત્યાગ્રહી મનુષ્યમાં લડાઇના શુર વીર સીપાઇ કરતાં પણ અધીક શૌર્ય સમાયલું હોવું જોઇએ, શરીર બળથી સત્યાગ્રહ અધિક તેજસ્વી છે સત્યાગૃહી મનુષ્ય પૈસા સંબંધી સ્થિતિથી એ ફીકર હોવો જોઇએ. સત્ય કાર્યે પૈસો મળે તો ઠીક નહિ તર તેને હાથનો મેલ ગણવો જોઇએ. સત્યતા એ પરા પુર્વથી ચાલતી આવેલી હિંદની અખુટ ખાણ છે. આ ખાણનો અંત આવે તેમ નથી, જેમ વાપરો. જેમ વેંચો, જેમ કસોટીપર ચડાવો જેમ અંગાર લગાવો તેમ તેમ તે વધારે દીપી નીકળે છે.

આફ્રીકાની યુનીયન સરકારે સત્યાગ્રહની ચળવળ વખતે મુદ્દત બંધી નિર્દોષ મજુરો ઉપર જ્યારે ગોળીઓ છોડી ત્યારે ઘણા મનુષ્યો કાયમની નિદ્રામાં પોઢયા હતા. આ વખતે ગાંધી કારાગૃહમાં હતા. આ વાત સાંભળી તેમનું હૃદય બહુજ ખીન્ન થયું, તે દિવસે એકજ વખત ફળાહાર કર્યો. સાદા જોડા પહેરતા હતા, તે પણ કાઢી નાખ્યાં. એક અધું ધોતીયું તથા એક સાદું પહેરણ પેરી

હાથમાં એક દંડ લીધો, તેમનો આવો અતિદિવ્ય સન્યાસ વૃત્તિનો વેશ જોઇ સૌ આશ્ચર્ય ચકીત થયા. તા. ૨૨-૧૨-૧૯૧૩ ના દિવસે ડરબન શહેરમાં પારસી રૂસ્તમજી (હીંદ લોકના કાકા અને એક વૃદ્ધ સત્યાગ્રહી) ને ઘેર સભા ભરવામાં આવી. ઘરની પાસે નાની ઝુંપડીમાં સેંકડો સત્યાગ્રહી બંધુઓ પોતાના બાળબચ્ચાં સહીત આવ્યા. સાંજના ચાર વાગે મહાત્મા ગાંધીજી આવ્યા. તુરંગમાંથી છુટયે હજુ તેમને ફકત એંજ દિવસ થયા હતા. સુઝાઇ તથા હેલ્વની નામે બે મુદત બંધી મજુરો જે અધિકારીઓના ગોળી બારથી ઠાર થયા હતા, તેમની સ્ત્રીપાસે મહાત્મા આવ્યા. તે વિધવા સ્ત્રીયે પોતાનું મસ્તક મહાત્માના શીરપર મુકયું, મહાત્માએ તેને મહામહેનને ઉઠાડી. આ વખતે આ સ્ત્રીના નેત્રમાંથી અશ્રુ બીંદુની ધારા વહેતી હતી. મહાત્માના ચહેરાની સ્વભાવિક લાગણી ઘણી હૃદય ભેદક જણાતી હતી આખી દુનીયાનો જુલમ જાણે પગ નીચે ચગદી નાખશે, એવી ભીષ્મ પ્રતીજ્ઞા મહાત્મા લેતા હોય, એમ તેમના નેત્રોપરથી જણાતું હતુ. એક તામીલ ગૃહસ્થને દુભાષીયાનું કામ સોંપી મહાત્મા તે સ્ત્રીને કહેવા લાગ્યા.

માતા બસકર! તું રડ નહિ મારાથી તારૂં રૂદન જોઇ શકાતું નથી. તારો નિર્દોષ પતિ ઠાર નહી પણ અમર થયો છે. આજે તે ઇશ્વરના દરબારમાં ગયો છે. તેણે પોતાનો આત્મા દેશને માટે અર્પણ કર્યો છે. તેનું નામ અમર થયું છે. તે જો રોગથી મૃત્યુ પામ્યો હોત, તો મારે અહીં તારી પાસે આવવાનું બનત નહિ. જગતે તે મૃત્યુની વાત પણ સાંભળી ન હોત; જે કાર્યે તેનું

મૃત્યુ થયું છે તે કાર્યમાં થયેલું મૃત્યુ ભાગ્યવંત લક્ષણનું છે. તારી પ્રમાણે મારી હજારો માતાઓ! બહેનો! તથા કન્યાઓ વિધવા થશે, ત્યારે હિંદનું કલ્યાણ થશે. મારૂં શરીર મેં હીંદ ભુમિ માટે અર્પણ કર્યું છે. તારી માફક મારીપણ સ્ત્રી વિધવા થાય તો મારી પ્રતિજ્ઞા પુર્ણ થયેલી હું સમજીશ; ત્યારેજ મારા આત્માને શાંતી થશે. તું કંઇ કરમાં, મારૂં શરીર હું તારે હવાલે કરૂં છું. તારે પગે પડું છું. તારા વૈધવ્યપણાનો હુંજ નિમીત્ત છું! મને માફકર! શાંતથા! એટલું કહી વિધવાને નમસ્કાર કરી મહાત્મા ત્યાંથી ચાલ્યા ગયા! આ કરૂણા રસીક બનાવ જોઇ દરેક હિંદી બંધુઓ રડવા લાગ્યા કેટલાકથી જોવાયું નહિ. તે ચાલ્યા ગયા. ભારત વર્ષમાં જ્યાં સુધી આવા સત્ય પ્રેમી નર રત્નો ઉત્પન્ન થશે નહિ, ત્યાં સુધી દેશ સેવા થવી અસંભવીત છે.

તેમના હૃદયમાં સત્ય નીડરતાનો પ્રવાહ ધમધોકાર વહ્યા કરે છે. જે સત્ય હોય તે તડફડ કહી દે છે, તેમના આ મહાન ગુણને લીધે કોઇ મનુષ્યને મહાત્માના બોલવા પર રોષ ચડતો નથી. મદ્રાસની મુકતી ફોજને કહેલું કે, ભાઇઓ! તમો હીંદુસ્તાનના લોકોને વટલાવવાનું કામ છોડી દેશો, તો તમારા પરોપકારી હજારો કામો ફળદ્રુપ થશે! તેઓ ખુલ્લુ જણાવે છે કે રાજદ્રોહી થાઓ તો સત્ય નિર્ભયપણે બોલો. અને શિક્ષા સહન કરો, છાના રહી બોમ્બ ન ફેંકો. નાયબ હિંદી વજીર મોટેંગ્યુને જણાવેલું કે કોન્ગ્રેસે માંગેલું સ્વરાજ્ય જ્યાં સુધી હિંદને નહિ મળે, ત્યાં સુધી હીંદુસ્તાન શાન્તીમાં નિદ્રા કરનાર નથી. "સબસબકી સંભાલીયો

મયતો મેરી ફોડતા હું" આ નિયમથી ગાંધીજી તદ્દન વિરૂદ્ધ છે. "સત્યમેવ જયતે" આ મહાન સ્તોત્ર તેમના જીવનનો મુદ્રા લેખ છે. "કાર્ય સાધયામી વા દેહ પાતયામી" આ તેમના જીવનની બીજી ડાળ છે, સંસારમાં ઘણાં માણસો અમુક વીકટ કાર્યો જોઈ પાછા પડે છે. આ મારાથી થશે? મારી પાસે પૈસા નથી. નહિતર આમ કરીશ, તેમ કરીશ, આવા ભીરૂતાના શબ્દો બોલી પોતાના આત્માને ઠગે છે. પણ ખરે ન્યાયી પુરૂષ તેજ છે. કે જે દ્રવ્યબળ, મનુષ્યબળ, અથવા અનુકુળ વખત ન જોતાં આ સત્ય છે કે નહિ તે જોઇનેજ કાર્યની શરૂઆત કરે છે. આ મહાન ગુણોનો ધોધ ભારત વર્ષની પ્રજા મહાત્મા ગાંધીજીના હૃદયમાં ધમધોકાર વહેતો જુએ છે. "તેમનું ધૈર્યપણું અગણીત છે. ૧૯૦૬ માં દક્ષિણ આફ્રીકામાં એક પઠાણે મહાત્માપર હુમલો કરી તેમને માર માર્યો. "ઘણા બંધુઓએ મહાત્માને પઠાણની બીકથી બહાર ન નીકળવા સુચના કરી. ત્યારે ગાંધીજી હસીને બોલ્યા, એમ બનવુંજ જોઇએ? આ શરીરપર એમનો હક છે. આમ છતાં જો મારા દેશબંધુઓથી હું ડરીને ચાલું, તો મારે અગ્રેસરપણું છોડી દેવું જોઇએ જે લોકોની સેવા કરવાનો હું દાવો કરૂં અને તેનાથીજ ડરીને ચાલું તો મારા સરખું ભીરૂ કોઇ નહિ. સ્વદેશી બંધુઓનો માર ખાવો તે પણ અહોભાગ્ય! વાંચક! આવા મહાન અપરીમિત અખુટ ધીરજ ધરનારા નરરત્નને મહાત્મા સિવાય બીજું શું કહી શકીએ?

"કૅલન બૅકનામે એક જર્મન ઇજનેર મહાત્માના સંગથી યોગી બન્યો. તેણે વૈભવનો ત્યાગ કર્યો ફકીરીવૃત્તી ધારણ કરી, તે મહાત્માની

સાથે રહેવા લાગ્યો મહાત્માજીને, આ માટે શંકા થઇ, પઠાણનો હુમલો થયા પછી તે છુપી રીતે મહાત્માજીની રક્ષા કરવા લાગ્યો. ગાંધીજી જ્યાં જાય ત્યાં તેમની પાછળ ગુપ્ત રીતે જવા લાગ્યો, “એક દિવસ સુતી વખતે કેલનબેકના ખીસામાં ગાંધીજીએ હાથ નાંખ્યો, તો ભારે અજાયબી વચ્ચે રીવ્હોલ્વર જોવામાં આવી, આમ કરવાનું ગાંધીજીએ કારણ પુછ્યું. કેલબેકે તેમની પઠાણની વાત જણાવી, અને તમારા બચાવ અર્થેજ આમ રાખવી પડે છે. એમ સ્પષ્ટ જાહેર કર્યું. મહાત્મા ગાંધીજીએ તેમને જણાવ્યું કે ભાઇ? આ રીવ્હોલ્વર મારો શું બચાવ કરશે? આજ રીવ્હોલ્વરમાં જો બચાવ કરવાની શકતી હોય તો આજ રીવ્હોલ્વરથી તો મારૂં મૃત્યુ થાય. મારા મીત્ર જો તું મારો ખરો મિત્ર હો તો આ શરીરપર આટલો મોહ ન રાખ, સ્નેહ શરીરનું રક્ષણ કરનાર નથી શરીર આજે નહિ તો કાલે પડશે, સ્નેહીએ આ ક્ષણભંગુર શરીરપર આટલી બધી મમતા રાખવી ન જોઇએ. આ રીવ્હોલ્વર ફેંકી દે મહાત્માના બોલની કેલનબેકપર એવી અસર થઇ કે ત્યારથી પુનઃ કેલનબેકે રીવ્હોવર રાખવાનું સદંતર બંધ કર્યું. અસાર સંસારનો જાપ જપનારા પણ વખત આવ્યો અંગત સબંધીઓનું પણ અહીત કરનારા મનુષ્યોને મહાત્માના ઉપલા દ્રષ્ટાંતથી ઘણું શીખવાનું છે.

ગાંધીજીના ધર્મપત્ની કસ્તુરબાઇની તબીયત નાદુરસ્ત રહેતી હતી, મીઠાથી લોહી સુધરતું નથી, પણ પાણી થાય છે. મીઠામાં પોષક તથા પાચનગુણ વધારે નથી, જ્યારે બીજા ઘણાં ફળાહારમાં ક્ષાર રહેલો છે. એવી ગાંધીજીની માન્યતા હતી, માટે કસ્તુરબાઇને મીઠું ન ખાવાની સુચના કરી, મીઠા સીવાય કેમ ચાલે? તેના વગર શું

ખવાય ! તમેજ ન ખાઓ, અને પછી મને કહો. માતુશ્રી કસ્તુરબાઇએ જણાવ્યું ગાંધીજીયે ત્યારેજ મીઠું છોડ્યું તે આજ દીન સુધી તેઓ મીઠું ખાતાજ નથી."

મહાત્મા ગાંધીજીના ધાર્મિક ( મંદિર ) વિચાર દરેક હિંદી બંધુએ મનન કરવા યુકત છે. દક્ષિણ આફ્રીકામાં વેરુલમ નામે એક પ્રસિદ્ધ શહેર છે. તે શહેરના આગેવાનોએ કૃષ્ણ મંદિર બંધાવ્યું આ મંદિના દ્વાર ખુલ્લાં મુકવાની ક્રિયા મહાત્મા ગાંધીજીના હસ્તથી થઇ. મંદિરના વ્યવસ્થાપકોએ સોનાની ચાવી મહાત્માના હાથમાં આપી, ત્યારે મહાત્મા હસ્યા. ગાંધીજી ભેગા થયેલા ધાર્મિક મનુષ્યોને ઉપદેશી કહેવા લાગ્યા કે.

"બંધુઓ, પરમેશ્વરના મંદિર દ્વાર રાત દિવસ ખુલ્લાંજ હોય છે, છતાં મારા હસ્તથી આ મંદિરના દ્વાર ખોલવાની ક્રિયા થઇ છે, તે જોઇ પ્રભુ હસશે. હું સમજું છું કે ઇશ્વરના દ્વાર ઉઘાડવાનું અભિમાન રાખનાર મનુષ્ય પાપી ગણાય છે. છતાં મારાપર આ મંદિરના પુજારીનો પ્રેમ છે, જેથીજ આમ બન્યું છે, હાલમાં ઘણા ખરા મંદિરો અનાચારનો હડો થઇ પડયાં છે, અથવા એદી લોકોના એદી ખાનાં થઇ પડયા છે, તે બધાના જાણવામાં છે. આ મંદિરમાં પણ જો તેમ બનશે. તો હું પાપમાં પડીશ. અને મારે પ્રાયશ્ચિત કરવું પડશે, આવો વખત પરમાત્મા ન લાવે. મંદિરના પુજારીને હું ઓળખું છુ, તેનાપર મને પુર્ણ શ્રદ્ધા છે. છતાં મારે તેમને જણાવવું જોઇએ કે તમારી બેદરકારીથી, આ મંદિર જો

ઇશ્વરનું ઘર ન રહેતાં શેતાનનું ઘર થશે, તો તેના કડવાં ફળ તમારે ચાખવાં પડશે. આ મંદિરનું તાળું ઉઘાડવા વાસ્તે મને સોનાની ચાવી આપી છે. પણ રૂપાનું તાળું, અને આ સોનાની ચાવી આ બંને ચીજોને હું કઇ તીજોરીમાં રાખીશ? હું હિંદમાં જઇશ ત્યારે મારે માટે ત્યાં ઝુંપડી પણ હશે કે નહિ? તેની મને શંકા છે. ત્યારે મારે આ ચીજો ક્યાં મુકવી કે જેથી કદી ચોર લોકો ચોરી જાય નહિ.

આ ભગવદ્‌ગીતા જોઇને પણ મને હસવું આવે છે. કારણ કે આ પુસ્તક ચાંદી ઉપર મઢાવીને, તેના ઉપર સોનાની વેલ-બુટીઓ કાઢેલી છે. પવિત્ર ગીતાને સોના રૂપાથી મઢીને અપવિત્ર કરી છે, આ ભેટ સ્વીકારીને હું શું કરૂં? જ્યારે આ ગીતાનો હું પાઠ કરીશ, ત્યારે કૃષ્ણના નિષ્કામ કર્મ યોગના આશયથી હું અલગ થઇશ, અને મારૂં મન આ સોનું રૂપું જોઇ ચળી જશે. તમારી આ ભેટ કરતાં આ મારા હૃદયમાં ગીતાજીનો સદોદીત સદ્‌-બોધ વહે તો રહે, એવો જો આશીરવાદ આપ્યો હોત, તો મારૂં બહુજ શ્રેય થાત. મારા આ કડક શબ્દોથી તમારૂં કોઇનું મન દુઃખા-વશો નહિ, તમારી આ ભેટ હું પ્રેમથી સ્વીકારૂં છું

સ્વર્ગસ્થ મહાત્મા ગોખલે ગાંધીજીના પુજ્ય ગુરૂ હતા. મહાત્મા ગાંધીજી લખે છે કે ઇ. સ. ૧૮૯૬ માં અમારા બંને વચ્ચે પ્રથમ મુલાકાત થઇ. તે વખતથીજ લોક માન્ય તીલક, સર ફીરોજશાહ મેહેતા, ન્યાયમૂર્તિ, બદ્રુદીન તૈયબજી, ડૉ. ભંડારકર, તથા તે શિવાય

બીજા મદ્રાસ તથા બંગાલના દેશ ભક્તોનો મને પ્રથમજ સુયોગ પ્રાપ્ત થયો. હું તે વખતે તદ્દન નાનો હતો તે વખતેજ મારા ઉપર સર્વે દેશ ભક્તોએ અમીમય દૃષ્ટિ ફેંકી હતી. આ વખત હું કદીપણ વિસરીસ નહિ. મહાત્મા ગોખલેએ દેશ ભક્તિના જે જે કામો કર્યાં, તપ કર્યાં, તે બધા હિંદ ભુમીને માટે હતાં. મૃત્યુ સમયે તેમણે "હિંદ સેવક સમાજ" ના જે સેવકો હાજર હતાં, તેમને બોલાવીને કહ્યું કે મારૂં જીવન ચરિત્ર લખીને તમો બેસી-રહેશો નહિ, મારૂં બાવલું ઉભું કરવામાં.તમે તમારા વખતનો ભોગ આપશો નહિ, પણ જો તમે હિંદ ભુમિના ખરા સેવકો હો, તો ભારત ભુમિની સેવા કરી તમો તમારૂં આયુષ્ય પુર્ણ કરજો. " મહાત્મા ગોખલે તથા ગાંધીજી વચ્ચે પુજ્ય ગુરૂ શિષ્ય નો સંબંધ હતો.

તે એટલે સુધી કે જે વખતે મહાત્મા ગોખલે વિલાયતમાં સીક હતા, ત્યારે પોતાની ના દુરૂસ્ત તબીયત છતાં પોતાના ગુરૂજીને મળવા ઉઘાડે પગે વિલાયત ગયા. આ વખતે ગાંધીજી મોજા, તથા બુટ પહેરતા નહોતા. ડૉકટરે તેમને દુધ, તથા બીજા પુષ્ટી-કારક ખોરાક લેવા આગ્રહ કર્યો, પણ ગાંધીજીએ તે વાત અમાન્ય રાખી અને ઉઘાડા પગે મહાત્મા ગોખલેને મળવા ગયા. મહાત્મા ગોખલેએ ગાંધીજીને ચોખ્ખું જણાવ્યું કે જો તમે બુટ, મોજા, પહેર્યાં સિવાય મને મળવા આવશો, તો હું તમોને મળી શકીશ નહિ" ગુરૂજીના પ્રેમને વશ થઇ જ્યારે મહાત્મા ગોખલેને મળવા જવાનું હોય ત્યારે બુટ મોજાં પહેરવા શરૂ કર્યાં આ ઉપરથી

ગાંધી તથા મહાત્મા ગોખલે વચ્ચે કેવો પુજ્ય ભાવ હતો તે જણાઇ આવે છે. દૈવી ઇચ્છાનુસાર આ બંને દેશ ભક્તો એક સ્થળે હિંદમાં રહ્યા નથી એ શોચનીય વાત છે.

"મહાત્મા ગાંધીજીને રામાયણ તથા ભગવદ્‌ગીતાપર બહુજ પ્યાર છે" તેઓ શ્રી વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ લેવા માટે ભાર મુકીને જણાવે છે. તેઓ કહે છે કે જ્યાં ધર્મ નથી ત્યાં વિદ્યા નથી, લક્ષ્મી નથી, આરોગ્ય પણ નથી, ધર્મ વગરનું જીવન શુન્ય છે. આ ધર્મનું શિક્ષણ હાલ આપણે ગુમાવી બેઠા છીયે, આપણી હાલની શિક્ષણ પદ્ધતીમાં તેને કંઇ સ્થાન નથી. ધર્મનું જ્ઞાન થયા શિવાય વિદ્યાર્થી નિર્દોષ આનંદ કેવી રીતે લઇ શકે? શાસ્ત્રોના પાઠ, તથા તેમાંથી મેળવેલા સદવિચાર ધાર્મિક મનુષ્યોને સન્માર્ગે લઇ જનારાં છે. પ્રાતઃકાળમાં ઉઠીને બીડી ફુંકવી, ચાના ડોઝ ચડાવવા અને ગપ્પા મારતા બેસવાથી પોતાનું તથા બીજાનું ભલું શી રીતે થઇ શકશે! નઝીર કવિ કહે છે કે "ચકલાં સુદ્ધાં પ્રાણીઓ પણ સવારના ચીચી કરીને પરમાત્માનું રટણ કરે છે, ત્યારે આપણે લાંબા પગ કરીને પથારીમાં પોઢયા પડયા છીયે. માટે ગમે તેમ કરીને વિદ્યાર્થીએ ધાર્મિક શિક્ષણ મેળવવુંજ જોઇએ. તમો સઘળાં તુળસીદાસનું રામાયણ તથા ભગવદ્‌ગીતાના પાઠ મનન કરો, અને તેમાં આપેલા સદ્દ્બોધ પ્રમાણે આચરણ કરો. તમારા સમક્ષ પારસમણી તુલ્ય કોહીનુર પડયો છે, તેને ઓળખો યાદ રાખજો કે આ બંને ગ્રંથ ધર્મ જ્ઞાનના જીજ્ઞાસુ માટેજ છે. આ ગ્રંથ લખનારા ઋષીઓનો ઉદ્દેશ નિતીનું શિક્ષણ

દેવા માટેજ હતો. કરોડો માણસોએ આ પુસ્તક વાંચી, પોતાનું જીવન સુધારી નિર્દોષ સદ્બોધ સેવન કર્યો છે. મહાત્મા ગાંધીજી કહે છે, હિંદુ મુસલમાન એઉએ પરસ્પર પોતાના ધાર્મિક ગ્રન્થો વાંચવા જોઇએ.

દક્ષિણ આફ્રીકામાં માહાત્માએ આશ્રમ સ્થાપ્યું છે આ આશ્રમમાં ચા પીવાની બંધી હતી. એક દિવસ મહાત્માના પુત્રે તથા ઇંડીયન ઓપીનીયન પત્રના સંપાદક સત્યાગ્રહી પ્રાગજીભાઇએ ચા પીધી. મહાત્મા ગાંધીજીના જાણવામાં આ વાત આવવાથી તેમણે બંનેને ઉદ્દેશી કહ્યું કે પ્રાગજી! આમ તે શા માટે કર્યું ! તું મહાત્મા ટૉલસ્ટોયની બુક શામાટે વાંચે છે? સત્યાગ્રહી નિબંધ શામાટે લખે છે! ભાષણો શામાટે કરે છે! ગીતા શામાટે વાંચે છે! જુદા જુદા વૃતો શામાટે લે છે? આજ તમે આ બધા ઉપર પાણી ફેરવ્યું. હરીલાલ! તારે પણ જો ચા પીવો હતો, તો આશ્રમના બીજા બંધુઓને કેમ વિસરી ગયો! હું જાણું છું કે તમો બીજા કોમને ભેળવતા નથી. આ ભેદ ભાવ તમારા હૃદયમાં કયાંથી આવ્યો ! તમે આવી રીતે વર્તશો તો હિંદભુમિની સેવા થશે ખરી! સત્યાગ્રહી થવું, જેલમાં જવું, ઉપવાસ કરવાં, આ બધું શામાટે કરવું જોઇએ? જ્યારે તમારા પોતાનામાં આત્મબળપર શ્રધ્ધા નથી, ત્યારે તમોજ તેનાથી અલગથવા પ્રયત્ન કરો છો, તો પછી બીજાઓ તરફ શુધ્ધ વર્તનની આશા કયાંથી રાખું?

મહાત્માં ગાંધીજીએ દક્ષિણ આફ્રીકામાં અસહ્ય કષ્ટવેઠી પોતાની માતૃભુમીના હીત ખાતર આઠ વર્ષ પર્યંત અપરીમીત સેવા બજાવી

વિજય વરતાવ્યો છે. રેવરન્ડ જોસેફ જેડોકે મહાત્મા ગાંધીજીનું જીવન વૃતાંત લખ્યું છે. આ પુસ્તકનો રીવ્યુલેતાં "ટ્રાન્સવાલ લીડર" લખે છે કે "કોઇ પણ દક્ષિણ આફ્રીકાના વતનીને પુછવામાં આવે કે આ દેશમાં ઉત્તમમાં ઉત્તમ ચારિત્રવાળો પુરૂષ કોણ છે? તો સૌ એમજ કહેશે કે સત્યાગ્રહી વીરનર મહાત્મા **મોહનલાલ કરમચંદ ગાંધી** કરતા કોઇ ચઢીયાતો પુરૂષ નથી. મહાત્મા ગાંધીજીનું નામ યુનાઇટેડસ્ટેટ, હિંદ તથા આ દેશમાં જગવિખ્યાત છે. હિંદુસ્તાનમાં થઇ ગયેલા મહાન્ પુરૂષોની ગણત્રીમાં આ પુરૂષે છેલ્લા સોળ વર્ષથી આફ્રીકામાં એવો ઝુંડો ઉડાવ્યો હતો કે તે જોઇ દરેક પ્રજા ચકીત થઇ ગઇ છે. મરહુમ મહાત્મા ગોખલેએ તથા હિંદ હિતેચ્છુ પોલક સાહેબે દક્ષિણ આફ્રીકામાં સત્યાગ્રહી લડત વખતે ગાંધીજીએ અપુર્વ સેવા બજાવી છે. સત્યાગ્રહી લડત આઠ વર્ષસુધી ગાંધીજીએ ચલાવી હતી. આ લડતમાં તેમણે અનહદ કષ્ટો સહન કર્યાં છે, અનેકવાર જેલમાં ગયા છે. અરે ધન્ય છે આ કર્મવીર મહાત્મા ગાંધીજીને કે પોતાની માતૃ ભુમિના હીંદી બંધુઓની પ્રતિષ્ટા ખાતર નીચ ભંગીનું કામ કરવામાં પણ આ ફકીર બારીસ્ટરે પાછી પાની કરી નથી. મારફાડ વગરની આ અજીત શકિત (સત્યાગ્રહ) ના પ્રયોગે વિશ્વમાં અમરનામ કર્યું છે. તેમની આ મહાન શકતીના પ્રભાવે ત્રણ પૌન્ડનો કર, અગુઠાની છાપ, લગ્નનો કાયદો, અને દક્ષિણ આફ્રીકામાં હીંદી બંધુઓને જવાની જે સખ્ત બંધી હતી, તે બધાનો ગાંધીજીની લડતથી અંત આવ્યો છે.

વાંચકવૃંદ! મહાત્મા ગાંધીજીએ આ બધું શાથી મેળવ્યું? આત્મબળથીજ. માટે દરેક મનુષ્યે આત્મબળ ખીલવવાની પ્રથમ આવશ્યકતા છે, આત્મબળ ખીલવનાર મનુષ્યે પ્રથમ પોતે ચરિત્ર સુધારવું જોઇએ. આત્મબળી મનુષ્ય સત્યતાખાતર પોતાનો જીવ અર્પણ કરે છે. પણ બીજા કોઇનો જીવ લેવા પેરવી કરતો નથી, પોતે કષ્ટ સહન કરે છે, પણ બીજાને કષ્ટ ન આપતાં ઉલટો તેને મદદ કરતા થઇ પડે છે. આત્મબળી મનુષ્ય કોઇ પણ વ્યક્તિ તરફ દ્વેષ ભાવ રાખતોજ નથી, રાજ્ય તરફ તે વફાદાર છે. શત્ર તરફ તે સમાન છે. પોતે મરે છે, પણ સામાને મારતો નથી અર્થાત તેની પાસે સર્વ સરખાંજ છે. આ વિશ્વમાં કોઇ તેનું અહિત કર્ત્તા નથી. તેમ સંસારમાં કોઇ એવી ચીજ નથી કે જે મેળવતાં આત્મબળી મનુષ્યને કંઇ હરકત પડે. અગ્નિ, તથા વાયુ તેને ઇજા કરી શકતો નથી, પાણી પલાળી શકતું નથી. ઝેરી જનાવરો તેને મિત્ર સમ ગણે છે. પણ એટલું તો બેધડક જણાવવું જોઇએ કે તે મનુષ્યના હૃદયમાં સત્યતાનો પવિત્ર અંગાર સદોદીત ધુંધવાતો હોવોજ જોઇએ. આપણા ધર્મશાસ્ત્રના ઘણા ગ્રંથો વાંચતાં સત્યવીરનરોનો સત્યાગ્રહી જીવનથી વિજયજ થયો છે. જ્યારે દુરાગ્રહનો પરાજય થયો છે. અંબરીષ રાજાપર દુર્વાસા મુનીએ દુરાગ્રહ કર્યો, તો અંબરીષનો વિજય થયો અને દુર્વાસાનો પરાજય થયો.

પ્રલ્હાદ પ્રભુનો ભકત હતો, સત્યતાનો મીઠો પ્રવાહ તેના હૃદયબળમાં ધમધોકાર વહેતો હતો. તેનો આશય ફકત સત્યતા પરજ હતો. અને સત્યતામાંજ પ્રભુનો વાસો છે, એમ તેનું હૃદયબળ

સાક્ષીભુત હતું. જ્યારે બીજી બાજુ હીરણ્યકશ્યપીનું કાર્ય દુરાગ્રહી હતું. દુરાગ્રહનો કદી વિજય થતોજ નથી. પ્રલ્હાદ પહાડમાં પટકાયો, અગ્નિમાં ઘેરાયો છતાં મારો પ્રભુ જળ, સ્થળ, વન, ઉપવન, પહાડ, કોતર, ગિરી, ગુફા, સરીતા વિગેરે દરેક રજકણોમાં તથા જડ અને ચેતન દરેક આકિતમાં હાજરા હજુર છે, એવા દ્દઢ મનોબળથી અલગ ન થયો તો, ભકતવત્સલ પ્રભુને નૃસિંહાવતાર રૂપ લઇ હીરણ્ય કશ્યપનો વધ કરવો પડયો. અર્થાત સત્યનો વિજય થયો, દુરાગ્રહનો પરાજય થયો. આત્મબળના અખુટ દિવ્યનાદથી મશહુર થયેલાં મીરાંબાઇને ઝેરના પ્યાલા અમૃત રૂપ થઇ પડયા એ વાત શું આત્મબળી મનુષ્યને અસત્ય ભાસે તેમ છે? ખરૂં છે કે સત્યતાપાસે વિષ અમૃતની ગરજ સારે છે. એ નિઃસંદેહ છે. આપણા ધર્મશાસ્ત્રમાં એવો કોઇ દ્દષ્ટાંત નથી કે જેનો સત્યતા ખાતર પરાભવ થયો હોય, દશરથ રાજાએ કૈકેયીને વચન આપ્યું, કૈકેયે તેજ વચનનો દુરાગ્રહ કર્યો, દશરથે સત્ય પાળ્યું તો રામનો અંતે વિજય થયો. જ્યારે દુરાગ્રહી કૈકેયીએ ભરતનો ઠપકો સહન કરી વિશ્વમાં કલંકીત થવું પડયું.

વિશ્વામિત્ર અને વશિષ્ટ ઋષિના સંવાદમાં દુરાગ્રહી વિશ્વામિત્રનો પરાજય થયો, જયારે બીજી બાજુ વશીષ્ટ ઋષિનો સત્યાગૃહ વિજયવંત નિવડયો. કારણ કે વશીષ્ટની પાસે સત્યની વિજય ધ્વજા (આત્મબળ) હતી. અલબત વિશ્વામિત્રના દુરાગ્રહથી હરિશ્ચંદ્રને રાજ્ય પાટ છોડી ભટકવું પડયું. પોતાને તથા પોતાની પ્રિય પત્ની તારામતીને નીચ ઘેરે વેચાવું પડયું, છતાં સત્યતા ખાતર અનેક કષ્ટો ઉઠાવવામાં હરિશ્ચંદ્ર પશ્ચાત પડયા નહિ, તો અંતે લક્ષ્મીકાન્તે હરિશ્ચંદ્રનો વિજય કર્યો, અને વિશ્વામિત્રના તપનો દુરાગ્રહ થયો.

કૌરવો અને પાંડવોના મહાભારતના યુદ્ધ પ્રસંગથી આ વાતને વધારે પુષ્ટિ મળે છે પાંડવો પાસે અગણીત સૈન્ય ન હતું. અખુટ દ્રવ્ય ન હતું. અખંડ બ્રહ્મચારી ભીષ્મપિતામહ, વિદુર, કરણ, જયદ્રથ શકુની દ્રોણ વિગેરે પ્રચંડ મહારથીઓ ન હોતા, છતાં કૌરવ સૈન્યમાં દુરાગ્રહ રૂપી દાવાનળના પ્રચંડ ભભુકાથી કૌરવ સૈન્યનો પરાજય થયો, અને પાંડવોનો વિજય થયો. વ્હાલા વાંચક ! આ તો ધર્મશાસ્ત્રના પ્રબળ દ્રષ્ટાંતો મોજુદ છે. પણ આધુનીક સમયના મહાન સત્યાગ્રહી મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીજીનામાં પુરા સત્યતાના મહાન પમરાટે હિંદ બેહેકી રહ્યું છે. આ ફકીર બારીસ્ટરે હિંદની પ્રતિષ્ટા ખાતર યુનીયન સરકાર સમક્ષ સત્ય નિડરતાથી આઠ વર્ષ સુધી સત્યાગ્રહી વિજય ધ્વજના ઝુંડાથી અંતે સત્યતાનો વિજયી પાઠ ફળદાયક છે એમ વિશ્વની પ્રજાને દ્રઢ કરી બતાવ્યું છે. માટે દરેક ભારતવાસી બંધુ એ સત્યાગ્રહનો આશય દુરાગ્રહી કાર્યના અમલમાં ન મુકતાં મહાત્મા ગાંધીજીના આશય અનુસાર વર્તન રાખવું જોઇએ.

મહાત્મા ગાંધીજી સ્વદેશી ચીજોના ચુસ્ત હીમાયતી છે. તેઓ શ્રી લખે છે કે જો આપણે હિંદુસ્તાનની મહાન ઉન્નતી માગતા હોઇએ તો સ્વદેશી વ્રત લીધેજ છુટકો છે. આપણે પરદેશી કપડાંને ઉત્તેજન આપી ઘોર પાપ કર્યું છે. પરદેશી કપડા પહેરીને હિંદને પારાવાર નુકશાન કર્યું છે વણકરનો નાશ કર્યો છે, તો એવા પાપથી અરડાયેલાં કપડાં અગ્નિમાં જલ.ને લાયક છે. સ્વદેશી એ ધર્મ ભાવના છે પ્રત્યેક મનુષ્યનું એ સ્વભાવિક કર્તવ્ય છે. હું બોયકોટથી તો પ્રજાને બહુજ નુકશાન જોઇ શકું છું.

જે સદાને માટે સત્યાગ્રહી રહેવા ઇચ્છે છે, તેનાથી બોયકોટની પ્રવૃત્તિમાં ભાગ લેવાય નહિ. જો પરદેશી માલ લેવોજ ઘટે તો, અંગ્રેજની સાથે મારે રાજ્ય સંબંધ હોવાથી હું અંગ્રેજી માલજ લઉં, અને એ સ્થીતીને યોગ્યજ ગણું. અંગ્રેજી માલનો બહિષ્કાર કરતાં આપણે અંગ્રેજી પ્રજાને સજા કરવાના દોષમાં આવી પડીએ આપણને અંગ્રેજ પ્રજાની સાથે તો કશી પણ તકરાર નથી, તકરાર અધિકારી વર્ગની સાથે છે. છતાં પણ સત્યાગ્રહના કાયદા પ્રમાણે તો આપણે અધિકારી વર્ગના પ્રત્યે પણ દ્વેષ નથી કરી શકતા. "હિંદમાં સ્વદેશીનો પાયો ચુસ્ત પણે રોપાય એ મારી તીવ્ર ઇચ્છા છે.

હિંદમાં હાલ રોલેટ બીલથી ચોમેર ખળભળાટ મચી રહ્યો છે. દીલીમાં વૉઇસરોયની કાઉન્સીલનો કારોબારી પ્રજાકીય મેમ્બરોએ આ બીલની વિરૂદ્ધમાં પોતાનો મત પ્રદર્શીત કર્યો છે " આ બીલની વિરૂદ્ધમાં સત્યાગ્રહી લોક નાયક મહાત્મા ગાંધીજીયે સત્યાગ્રહ શરૂ કર્યો, પણ ઘણા અવિચારી મનુષ્યોએ સત્યાગ્રહ ના નામ હેઠલ દુરાગ્રહ કર્યો છે. મહાત્મા ગાંધીજીયે અનેકવાર કીધું છે કે સત્યાગ્રહી મનુષ્યે કોઇને નુકશાન કરવું, યા કરાવવું, કોઇના જાન માલને લુંટવો, યા લુંટાવવો નહિ, અર્થાત્ સત્યના પરીબલથીજ વિજય કરવો જોઇએ. આ નિયમથી વિરૂદ્ધ જઇ ઘણા અણ સમજુ માણસોએ સત્યાગ્રહના નામને કલંક લાગે તેવી રીતે વર્તન કરી દુરાગ્રહના ઘણા દુષ્ટ કાર્યો કર્યા છે. દીલ્લી, લાહોર, અમૃતસર તથા અમદાવાદ વિગેરે શહેરોમાં જે બનાવો બન્યા છે, તે માટે દરેક બંધુઓ દીલગીર થયા સિવાય રહેશે નહિ.

આ માટે મહાત્મા ગાંધીજીને પણ બહુજ લાગી આવ્યું છે. તે લખે છે કે અમદાવાદમાં જે બનાવો છેલ્લા ચાર પાંચ દિવસ થયાં બનેલાં છે એથી અમદાવાદને ભારે નામોશી પહોંચી છે. એ બનાવો મારે નામે બનેલા છે તેથી હું શરમાઉં છું. જે બનાવો બન્યા તેથી મને તેમાં ભાગ લેનારાઓએ માન નથી આપ્યું, પણ મારૂં અપમાન કર્યું છે. એમ કરવા કરતાં જો કદાચ મને ખંજર ભોંકીને મારી નાખવામાં આવ્યો હોત તો હું વધારે ખેદ નહિ પામત. હું સેંકડો વખત કહી ગયો છું કે સત્યાગ્રહમાં મારામારી કરાય નહિ, કોઇની ઉપર જોરજુલમ કરાય નહિ, કોઇના માલને નુકશાન કરાય નહિ,' ઘરબાર બાળી નખાય નહિ, પણ સત્યાગ્રહી નિમિતે આપણે તો મકાનો બાળ્યાં જોર જુલમથી હથિઆરો લીધાં, જોર જુલમથી પૈસા લીધા, બળાત્કાર કરી ગાડીઓ બંધ કરી, તારો તોડયા, નિર્દોષ માણસોને માર્યાં, દુકાનો અને મકાનો લુટયાં **આવાં કાર્યોથી મારાથી કેદમાંથી છુટાતુ હોય, ફાંસીએથી છુટાતુ હોય, તોપણ હું તે છુટકારો પસંદ નહિ કરૂં.** હું ખચીત કહેવા ઇચ્છું છું કે મારો છુટકારો આવી ખુનામરકીથી થયો નથી. શુક્રવારને દિવસે હું છુટયો ત્યારે મેં એવો ઇરાદો રાખ્યો હતો કે હું રવિવારે તો ફરી પાછો દીલ્હીને માર્ગે જઇ પકડાવાનો પ્રયત્ન કરીશ, અને તેથી સત્યાગ્રહને વિશેષ બળ મળ્યું હોત હવે તો દીલ્હી જવાને બદલે મારો સત્યાગ્રહ આપની પોતાની સામે રહ્યો અને જેમ રોલેટ બીલ તોડવાની ખાતર સત્યાગ્રહ ચલાવીને મરણ સુધી પણ લડવાનો નિશ્ચય છે, તેમ મારે આપણી પોતાની સામે ખુનામરકી

થઇ તે સંબંધે સત્યાગ્રહ કરવાનો અવસર આવ્યો. **અને જો આપણે હવે પુરેપુરી શાન્તિ ન જાળવી શકીએ, જાનમાલનું નુકશાન કરતાં ન અટકીએ તો મારા શરીરને ભોગે પણ આપણી પોતાની સામે મારે સત્યાગ્રહ કરવો રહ્યો. જ્યાં સુધી મને ખાત્રી ન થઇ શકે કે અમદાવાદમાં ફરીથી લોકો ભુલો નહિ કરે ત્યાં સુધી મારાથી જેલજાત્રા કેમ થઇ શકે? જેઓને સત્યાગ્રહમાં જોડાવું છે અથવા ન જોડાતાં છતાં સત્યાગ્રહને મદદ કરવી છે તેઓએ ખુનામરકી કરવાથી તદ્દન મુકત રહેવુજ જોઇએ. હું ફરી પકડાઉં અથવા મને ગમે તે થાય તો પણ સત્યાગ્રહને મદદ કરનારાઓથી કોઇના જાનમાલને નુકશાન ન પહોંચાડી શકાય.** આ સમયે આપણા અણવિશ્વાસ આવવાથી અંગ્રેજ સ્ત્રીપુરૂષો પોતાના બંગલા છોડી શાહીબાગમાં રહે છે. આ આપણે વિચાર કરીએ તો ઘણું શરમભરેલુ છે. આ સ્થિતી જેટલી વેળાસર બંધ થઇ શકે તેટલી વેળાસર બંધ કરવી જોઇએ. આપણે અંગ્રેજોને પણ આપણા ભાઇ ગણી અભયદાન આપવુંજ જોઇએ. એ વિનાનો સત્યાગ્રહ દુરાગ્રહ છે.

સત્યાગ્રહનું સ્વરૂપ મારે આ માટે ટુંકું કરવાની સલાહ આપવી પડી છે. આ મને જખમના કરતાં પણ વધારે દુ:ખદાયક લાગ્યું છે. **તેથી મેં ત્રણ દિવસનો એટલે બોતેર કલાકનો ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો છે. આ નિશ્ચયથી કોઇને પીડા ન થાય એમ હું ઇચ્છું છું.** ચોવીસ કલાકનો ઉપવાસ જેટલો તમારે સારૂ કઠણ છે તેના કરતાં બોતેર કલાકનો મારે સારૂ

ઓછો કઠણુ છે. અને મેં મારાથી સહન થઇ શકે એટલુંજ પ્રાયશ્ચિત વ્હોરી લીધું છે. **જો આટલું કષ્ટ ઉઠાવીશ એની તમને જરાપણ દયા આવતી હોય તો એ દયાનું એકજ પરિણામ હું માગી લઉં છું, અને તે એ કે હવે પછી આવા અઘાર કાર્યમાં કોઇ પણ અમદાવાદી ભાગ ન લે. સત્ય માનજો કે ખુનામરકી કરીને, માણસોને ત્રાસ પમાડીને આપણે સ્વરાજ્ય નથી મેળવવાના, હીંદુસ્તાનને કશોએ લાભ નથી કરવા.**

વ્હાલા વાંચકવૃંદ! આ નાની બુક પુર્ણ કરતાં પહેલા હું આપ બંધુઓ સમક્ષ નીચેનો ખુલાસો કરૂં છું. આ બુકનું નામ “ મહાત્મા ગાંધીજીની ભીષ્મપ્રતિજ્ઞા ” રાખ્યું છે. ભીષ્મપ્રતીજ્ઞાનો અર્થ મારી અલ્પ મતિ અનુસાર હું “સત્ય” અને અહીંસા“ માજ કરૂં છું આ બે ધાર્મીક શસ્ત્રના ઉપાસકથીજ ભીષ્મપ્રતીજ્ઞા લઇ શકાય છે. જેના હૃદયબળમાં ઉપલાં બે તત્વની ખામી છે, તેનાથી એક તૃણ પણ હલાવી શકાતું નથી. મહાત્માએ વિદ્યાર્થીની ભુલ માટે ચૌદ દિવસના ઉપવાસ કરવાની પ્રતીજ્ઞા લીધી, આશ્રમના બંધુઓએ મહાત્માને આજીજી પુર્વક આ પ્રતીજ્ઞા પછી નીભાવવાની સુચના કરી, છતાં સત્યધર્મના ન્યાય સિદ્ધ હકથી આ પ્રતીજ્ઞા પુર્ણ કરી, એ શું મહાત્માની ભીષ્મ પ્રતીજ્ઞા નહિ? તેમના જીવનના દરેક તત્વો સત્યતાથીજ ભરપુર છે. સાધારણ બાબતમાં પણ તેઓશ્રી સત્ય અને અહીંસાના શસ્ત્રનો તે દરેક સ્થળે ઉપયોગ કરે છે. હિંદના આ બે ધાર્મીક તત્વો (સત્ય, અહીંસા) થી આર્યભુમી પવિત્ર ગણાય છે. આ બે તત્વનું રહસ્ય મહાત્મા હમણા દરેક બંધુને

સમજાવે છે. માટે દરેક બંધુએ સત્ય અને અહીંસાનું પાલન કરવા, માટે મહાત્માની પત્રિકા વાંચી તે પ્રમાણે વર્તન રાખવું જોઇએ.

"બંધુઓ! દરેક ચીજનો સન્માર્ગે ઉપયોગ કરવો જોઇએ. સન્માર્ગ એજ સત્યતા છે. આ સત્યાગ્રહનો જો દુરૂપયોગ કરીયે તો આ આશયનો અર્થ દુરાગ્રહમાં પલટાઇ જાય છે. અગ્નિને આપણે દરેક હિંદી બંધુઓ દેવ તુલ્ય માનીએ છીએ. તેમનાથી અન્ન પકાવી શકાય છે. રેલવે તથા સ્ટીમરો ચલાવી શકાય છે, પણ આજ અગ્નિનો જો દુરૂપયોગ થાય, તો આખાં વનનાવન, મહેલો તથા શહેરો નાશ પામે છે. આનુ નામ દુરાગ્રહ. કાશીથી ભણી આવેલા પંડિત" पात्रमआधारमघृतम्, घृतमआधारमपात्रम् "ઘીને આધારે વાટકો છે કે વાટકાને આધારે ઘી છે આવી કલ્પના કરવામાં પોતાની વિદ્યાનો ઉપયોગ કરે તે ખરેખર તે સદ્વિદ્યા નો દુરાગ્રહ કરે છે એમ ચોકસ સિદ્ધ થાય, તે માટે દરેક બંધુએ દરેક કાર્યમાં "સત્ય અને અહીંસાના ન્યાયી હકથી એક ડગલું પણ હઠવું નહિ. આ બુકમાં મહાત્માના આશય પ્રમાણે મારાથી ન લખી શકાયું હોય, અને ઘણે સ્થળે તે મહાપવિત્ર પુરૂષના સદ્બોધક શબ્દોને યોગ્ય સ્થળે મુકવમાં મારી ભુલ થઇ હોય તો તે માટે તે પવિત્ર મહાત્માની તથા વાંચક વર્ગની માફી માગું છું સત્યતા એજ દૈવી શસ્ત્ર છે આજ શસ્ત્રથી આફ્રીકામાં તેમનો ઝુંડો વિજયવંત નીવડયો છે. તે સિવાય ખેડામાં, ચંપારણ્યમાં, વીરમગામની જકાતમાં, વિગેરે દરેક મહત્વના કાર્યમાં સત્ય શસ્ત્ર બળથી તેઓ વિજયની વરમાળ વરી ચુકયા છે. વાંચક! આ નાની બુક-

માંથી સાર ખેંચાય તેટલો ખેંચજો. હિંદમાં હાલ ચાળીસ લાખ અલમસ્ત સાધુઓ બિક્ષામાગી પેટ ભરે છે, તેજ બનાવ હિંદ માટે કમ્પારી છુટાવનારો છે. હિન્દના પ્યારા સંતાનોને આધુનીક સમયમાં મહાત્મા ગાંધીસરખાજ સાધુની જરૂર છે. ખરેખર તેમના જીવને હિંદમાં પ્રકાશનું કીરણું ફેલાવ્યું છે. ગુજરાતી જાણનાર પ્રજા સમક્ષ મારી અલ્પમતીનુસાર આ નાની બુક લખી મેં રજુ કરી છે. સૌ. અવંતીકા બાઈ ગોખલે એ મહાત્માનું જીવન ચરીત્ર મરાઠી ભાષામાં છપાવી પુર્ણ પસંદગી મેળવી છે. આ બાઇ ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી સાથે સેવીકા તરીકે રહ્યાં હતાં. આ મરાઠી બુકમાંથી દ્રષ્ટાંતો મેળવ્યા છે, તે માટે તે પુસ્તક કર્ત્તાનો હું આભાર માનું છું. વાંચક ! આ બુક તો ફકત મહાત્માના જીવનનાં ચોપાસથી વિકસાયેલા બગીચામાંથી તોડેલી ફકત એક કળીજ છે. મહાન્ ગંગાજીના પવિત્ર નીરમાંથી ભરેલી ફકત એકજ અંગુલી છે. આ બુકના ગુણદોષ તરફ નજર ન નાખતા તેના આશય તરફ મમતાની મીઠી નજર ફેંકજો. હીરાની રત્નજડીત મુદ્રિકાના સોના તરફ ન નિહાળતાં હીરા સમક્ષ દ્રષ્ટી ફેંકજો અંતમાં એજ ઇચ્છું છું, કે, દરદી હિંદુસ્તાનને આધુંનીક સમયમા મોહનદાસ કરમચંદ સરખા ગાંધી મળ્યા છે, એવા ગાંધી હિંદની ભવ્ય ભુમીમાં સ્થળે સ્થળે પ્રગટ થાય એવી શ્રી પરમાત્માપાસે યાચના કરી આટલેથીજ વીરમું છું "ગાંધીની ભીષ્મપ્રતીજ્ઞા ભાગ ૨ જો બહાર પડયો છે. આશ્રય આપનારાએ છપાવનારને મળવું, યા લખવું.

શન્તિ શાંન્તિ શાન્તિ

શ્રી આનંદ સાગર પ્રેસ, વડશાહીને નાકે, મુંબઇ, ૩.